સન્માર્ગ દર્શક

# સુંદર બાળ વચનામૃત.

ઉપદેશ રત્નકોષ પદ્યાત્મક રહસ્ય સાથે પ્રગટપ્રભાવી
સિદ્ધચક્રજીની ઓળીની વિધિ, ચૈત્યવંદનો,
સ્તવનો, સ્થોયો, તથા બારભાવનાની
સજ્ઝાય સાથે



લેખક તથા સંગ્રાહક,

ભાઈલાલ સુંદરજી મહેતા.



ખારાગોઢા થઇ મુ૦ ઝીંઝુવાડા

સંવત ૧૯૮૧ ]—०—[ સને ૧૯૧૫

કીંમત ૦-૪-૦

# અર્પણપત્રિકા

પુજ્ય માસ્તર સુખલાલ રવજીભાઈની પવિત્ર સેવામા આપનો જન્મ સવત ૧૯૪૩ના આશો શુદ ૧૧ બોટાદ શહેરમા થયેલ છે ને ત્યાર પછી વેદની કર્મના ઉદયથી શીળાની વ્યાધીમા સખ્ત વેદના ઉદ્ભવીને નેત્રો ગયા એ સમયે આપની ઉમર માત્ર નવ વર્ષની હતી છતા આપનુ મગજ એટલુ બધુ સુદર હતુ કે આપ એક સામાઈકમા ઓઠમા ઓછી ૫૦ ગાથાઓ કરી શકતા હતા આવી આપની અગાધ શક્તિ જોઈ આપના પિતાશ્રીએ આપને સવત ૧૯૬૨ ની સાલમા મેસાણા યશોવિજયજી જૈન પાઠશાળામા વિદ્યાભ્યાસ કરવા મોકલ્યા ત્યા પણ આપે પ્રકરણાદિકનુ ઘણુ ઉંચા પ્રકારનુ જ્ઞાન મેળવ્યુ ત્યારબાદ સવત ૧૯૬૪ના કારતક વદ ૧૧ શ્રી જુનાડા જૈન ધર્મોતેજક પાઠશાળામા ખાવા પીવા સાથે માસીક રૂા ૮-૦-૦ ના પગારથી મુખ્ય અધ્યાપક તરીકે આપની નીમણુક થઈ ને આપના મળતાવડા સ્વભાવે તીવ્ર ગતિથી સર્વ સઘની સત્ય પ્રિતિ ચોડાજ ટાઈમમા મેળવી કે જે પ્રીતિ હજુ સુધી કાયમ છે ને તે પ્રીતિની કદર અત્રેના સઘે બરાબર કરી હાલ માસીક રૂા ૭૫-૦-૦ નો ચાન્સ વધારીઆપી આપની પ્રિતિમા વૃદ્ધિ કરી છે

આપ વિદ્યાર્થીના અતરને સારી રીતે જાણી શકોછો એટલુજ નહિ પણ આપનામા પાઠકતાનો ગુણ અદ્ભુત છે વળી આપે પીંગળનો અભ્યાસ નહી કરેલ હોવા છતા શીઘ્ર કવીનો દાવો ધરાવી શકો છો તેમજ મને પણ આપે આપની વિદ્યાનિધમાથી અલ્પ શીક્ષણ આપી મારા ઉપર જે ઉપકાર કરેલછે તેનો બદલો હુ વાળી શકુ તેમ નથી છતા આપનુ નામ આ પુસ્તકની સાથે કાયમ ગણાવવાના ઇરાદાથી "સુદર બાળવચનામૃત"નામનુ આ લઘુ પુસ્તક આપને અર્પણ કરી કૃતાર્થ થાઉછુ હુ છુ આપનો વિદ્ય

[illegible]

# પ્રસ્તાવના.

સુજ્ઞવાચક !

ગુજરાતી ભાષા એ આપણી માતૃ ભાષા છે તે ભાષામાં જ પણ ઉત્તમ વિચારોનો સમાજમાં ફેલાવો કરવો તે આપણું કર્તવ્ય છે એમ ધારી આ પુસ્તક લખવાની મને રૂચી ઉત્પન થઈ અને શ્રી સરસ્વતી દેવીની કૃપાથી પુર્ણ પણ થયું તે માટે અહોભાગ્ય સમજુ છુ

આ પુસ્તકમાં અ થી માંડીને ક્ષ સુધી તમામ અક્ષરો ઉપર દરેક અક્ષરના પ્રતીક દશ દશ વાક્યોની રચના કરી વચનામૃતને વિષય પુર્ણ કરવામાં આવ્યા છે તથા બાળકોના લાભને માટે પુર્વાચાર્ય ( પદ્મજિનેશ્વરસુરિ ) વિરચિત **"ઉપદેશ રત્ન કોષ"** નો માગધીમાંથી ગુજરાતી અનુવાદ ૭૦ તરીકે તૈયાર કરી સાથે દાખલ કરેલ છે એ ઉપરાંત તીર્થંકરો સ્તુતિ તથા બાર ભાવનાની સજ્ઝાય વિગેરેનો સમાવેશ કરેલ છે

આ પુસ્તક નાનુ હોવા છતા તેની સંકલના એવી યુક્તી પુર્વક કરવામાં આવી છે કે જે સર્વ સજ્જન શ્રી પુરૂષોને વાચનાની સાથે જ આનંદ ઉપજાવી થઈ પડે તેમ છે આ પુસ્તક મારા વિદ્યાગુરુ માસ્તર સુખલાલ સવજીભાઈની પ્રેરણાથી તૈયાર કરવામાં આવ્યું છે

આ પુસ્તકમા મતિમંદતાના દોષથી કાંઈ ભુલ ચુક દોષ તે વિવેકી વાચક સુધારી વાચશે તથા અમોને લખી જણાવવા કૃપા કરશે એવી આશા છે

આ પુસ્તકમાના વચનામૃતોનુ તથા તેમા આવેલ **ઉપદેશ રત્નકોષ**નું પાન કરી સર્વ માર્ગે ચાલતા શીખો એટલુ કહી અત્ર વિરમુ છુ સંવત ૧૯૮૧ ના મહાસુદી ૫

લેખક. ભાઈલાલ મુળજી મહેતા
ખારાગોઢા થઈ મુ. શ્રી ઝુંવાડા

સન્માર્ગ દર્શક

# સુંદર બાળ વચનામૃત.

ઉપદેશ રત્નકોષ પદ્યાત્મક રહસ્ય સાથે પ્રગટપ્રભાવી
સિદ્ધચક્રજીની ઓળીની વિધિ, ચૈત્યવંદનો,
સ્તવનો, સ્થોયો, તથા બારભાવનાની
સજ્ઝાય સાથે

લેખક તથા સંગ્રાહક,

ભાઈલાલ સુંદરજી મહેતા.

ખારાઘોઢા થઈ મુ૦ ઝીંઝુવાડા

સંવત ૧૯૮૧ ]——o——[ સને ૧૯૧૫

કીંમત ૦-૪-૦

# અર્પણપત્રિકા

પુન્ય માસ્તર સુખલાલ રનજીભાઈની પવિત્ર સેવામા આપનો
મ સવત ૧૯૪૩ના આશો શુદ ૧૧ બોટાદ શહેરમા થયેલ છે
ત્યાર પછી વેદની કર્મના ઉદયથી ઓળાની વ્યાધીમા ઘણુ વેદના
ભવીને નેત્રો ગયા એ સમયે આપની ઉમર માત્ર નવ વર્ષની
ી છતા આપનુ મગજ એટલુ બધુ સુદર હતુ કે આપ એક સા-
ઈકમા ઓઠામા ઓછી ૫૦ ગાથાઓ કરી શકતા હતા આની
ાપની અગાધ શક્તિ જોઈ આપના પિતાશ્રીએ આપને સવત
૯૬૨ ની સાલમા મેસાણા યશોવિજયજી જૈન પાઠશાળામા વિદ્યા-
યાસ કરવા મોકલ્યા ત્યા પણ આપે પ્રકરણાદિકનુ ઘણુ ઉંચા પ્રકા-
જ્ઞાન મેળવ્યુ ત્યારબાદ સવત ૧૯૬૪ના કારતક વદ ૧૧ ઝી-
વાડા જૈન ધર્મોત્તેજક પાઠશાળામા ખાવા પીવા સાથે માસીક રૂા.
-૦-૦ ના પગારથી મુખ્ય અધ્યાપક તરીકે આપની નીમણુક થઈ
આપના મળતાવડા સ્વભાવે તીન ગતિથી સર્વ સઘની સત્ય પ્રિતિ
ડાજ ટાઈમમા મેળવી કે જે પ્રીતિ હજુ સુધી કાયમ છે ને તે
તેની કદર અત્રેના સઘે બગાસર કરી હાલ માસીક રૂા ૩૫-૦-૦
ચાન્સ વધારીઆપી આપની પ્રિતિમા વૃદ્ધિ કરી છે

આપ વિદ્યાર્થીના અતરને સારી રીતે જાણી શકોછો એટલુજ
હે પણ આપનામા પાઠકતાનો ગુણ અદ્ભુત છે વળી આપે પી-
ાનો અભ્યાસ નહી કરેલ હોવા છતા શીઘ્ર કવીનો દાવો ધરાવો
કો છો તેમજ મને પણ આપે આપની વિદ્યાનિધિમાથી અલ્પ
ક્ષણ આપી મારા ઉપર જે ઉપકાર કરેલછે તેનો બદલો હુ વાળી
કુ તેમ નથી છતા આપનુ નામ આ પુસ્તકની સાથે કાયમ રા-
વાના ઇરાદાથી 'સુદર બાળવચનામૃત'નામનુ આ લઘુ પુ-
ાક આપને અર્પણ કરી થાઉછુ હુ છુ આપનો વિદ્યાર્થી—

ભાઈલાલ સુદરજી મહેતા,

# પ્રસ્તાવના.

સુજ્ઞવાચક !

ગુજરાતી ભાષા એ આપણી માતૃ ભાષા છે તે ભાષામાં જ ઉત્તમ વિચારોનો સમાગમ લાવો કરવો તે આપણું કર્તવ્ય એમ ધારી આ પુસ્તક લખવાની મને રૂચી ઉત્પન્ન થઈ અને શ્રી-સરસ્વતી દેવીની કૃપાથી પુર્ણ પણ થયું તે [illegible] નામ સમજી

આ પુસ્તકમાં અ થી માંડીને ક્ષ સુધી તીસ અક્ષરો ઉપર દરેક અક્ષરના દ્રષ્ટાંતીક દશ દશ વાક્યોની રચના કરી વચનામૃત વિષય પુર્ણ કરવામાં આવ્યો છે તથા બાળજીવો લાભ લે તે માટે પુર્વાચાર્ય ( પદ્મજિનેશ્વરસુરિ ) વિરચિત "ઉપદેશ કોષ" નો ભાગમાંથી ગુજરાતી અનુવાદ છંદ તરીકે તૈયાર સાથે દાખલ કરેલ છે ઓળીની વીધી, સ્તવનો સ્તુતિ તથા ભાવનાની સજાય વિગેરેનો સમાવેશ કરેલ છે

આ પુસ્તક નાનું હોવા છતાં તેની સંકલના એવી યુક્તી પૂર્વક કરવામાં આવી છે કે જે સર્વ સજ્જન શ્રી પુરૂષોને વાચનારાઓને જ અનહદ ઉપકારી થઈ પડે તેમ છે આ પુસ્તક મારા વિદ્યા માસ્તર સુખલાલ ન્યાલચંદભાઈની પ્રેરણાથી તૈયાર કરવામાં આવ્યું

આ પુસ્તકમાં મતિમંદતાના દોષથી કાંઈ ભુલ રહેલ હોય વિવેકી વાચક સુધારી વાંચશે તથા અમોને લખી જણાવવા કૃપા કરશે એવી આશા છે

આ પુસ્તકમાંના વચનામૃતોનું તથા તેમાં આપેલ રત્નકોષનું પાન કરી સન્માર્ગે ચાલતા શીખો એટલું કહી વિરમું છું સંવત ૧૯૮૧ ના મહાસુદી ૫

લેખક. ભાઈલાલ મુળજી મહેતા.
ખારાઘોડા થઈ મુ. ઝીંઝુવાડા.

સન્માર્ગ દર્શક

# સુંદર બાળ વચનામૃત.

(अ)

૧-અપગુણી હોવા છતા તેનુ સારી રીતે સન્માન કરવુ આપણી ઉત્તમતા ને સુચવે છે

૨-અતુલ કષ્ટ વેળાએ પણ હીમત ન હારતા ઉપાડેલ કાર્ય કરવુ એમાજ આપણી મહત્વતા છે

૩-અધિકારીપણુ મળેતો પણ પોતાની મુળ સ્થીતીને ન ભુ-જેમ દરેકનો ઉપકાર થાય તેમ કરવુ એજ આપણી શ્રે-છે

૪-અનુકુળ સંજોગ ટાણે પ્રમાદમા નહી ફસાતા પ્રતિકુ-આવતા પહેલા આપણુ કાર્ય કરી લેવુ એમાજ આપણી-તા છે

૫-અનુભવ વડે આ અમુલ્ય જીંદગીની કીંમત આંકી પો-બુદ્ધિબળ તેમાજ અપવુ

૬-અસતોષ આપણો પૂર્ણ શત્રુ છે એવુ સમજી તેનાથી દિન પ્રિતિની ઓછાશ કરવી.

૭–અશુદ્ધ વિચારો આપણા શુદ્ધ વર્તનને ક્ષણ અધ પતન કરી નાખે છે એવુ જાણી નિરંતર પવિત્ર વિચારો સ્ફુરાવવા.

૮–આગ ત્યની બાબતને બીજા હજારો કામો પડતા પ્રથમ સ્થાન આપવા ખાસ લક્ષ રાખવુ

૯–અછતમા ન મુઝાતા છવના રસ્તાઓ યુક્તિ પ્રયુ અહોનિશ શોધતા રહેવુ

૧૦–અલભ્ય વસ્તુ ઉદ્યમી માણુસો અલ્પ કાળમા પ્રાપ્ત કરે એવુ જાણી આપણે ઉદ્યમથી છેટા ન રહેવુ

( क )

૧૧–કલ્પવૃક્ષ સમાન સત્પુરૂષોનો સમાગમ સમજી ઓની સેવનનો શીઘ્રતાથી ત્યાગ કરવો

૧૨–કર્મ પ્રમાણે જીવને સુખ દુઃખ આવે છે તેમા ઇન્દ્ર કે ચક્રવર્તિ કોઇનો પણ દાવો ચાલી શકતો નથી દરેક ક્ષણે કર્મથી ચેતતા રહેવુ

૧૩–કસ્તુરી કાળી હોવા છતા કોઇ વખતે આખર મોતથી ઉગારે છે અને સોમલનો વર્ણ શ્વેત હોવા છતા તે પ્રાણનો નાશ કરે છે માટે રૂપમા ન મોહાતા કેવળ ગુણનો રાગ કરતા શીખવુ

૧૪–કમળની ઉત્પત્તિ કાદવમા છે ને તે કાદવથી અલિપ્ત છે એવુ આપણે પ્રત્યક્ષ જોવા છતા આપણે સસાર

ત્મા ઉત્પન્ન થ‌ાં તેમાજ,મચ્યા રહીએ તે આપણી વિદ્વતા
કલંકીત બનાવનારૂ છે

૧૫–કનીષ્ટ વસ્તુ વાપરવાથી આન્તે બુદ્ધિનો વિનાશ થાય
માટે વિપત્તિના સમયે પણ કનીષ્ટ વસ્તુ ન વાપરવાનો
ાશ્ચય પ્રતિબંધ કરવો તેજ શ્રેય કારી છે

૧૬–કમોતે મરનાથી આત્માની માઠી ગતિ થાય છે માટે
ુ પુરૂષોયે તેવા મરણથી અજ્ઞાની પુરૂષોને બચાવવા પ્રેમ
ક પ્રયત્ન કરવો જેથી પુન્ય ફળની પ્રાપ્તીનો લાભ મળે.

૧૭–કરપીજન લોકોમા નીંદા પાત્ર થાય છે એટલુ જ
ે પણ મમણ શેઠની માફક પોતાની લક્ષ્મી પોતે ભોગવી
તો નથી અને મધમાખીના પેઠે આયુષ્ય પુર્ણ થતા હાથ
ીને પોતે સંગ્રહ કરેલ ધન બીજાઓને સોપી પરલોક ગમન
છે એવુ વિચારી લોભનો પ્રતિદિન ઘટાડો કરતા શીખવુ
૧૮ કસરત શરીરને સંપુર્ણ બળ આપે છે એટલુ જ નહિ પણ
ક કાર્યમા સ્ફુર્તિ અર્પી આળસ તથા સુસ્તીનો વિનાશ ક-
છે માટે શારિરીક સંપત્તિના ઇચ્છનારાઓએ કસરતની પ્રેક
સ પાડવા મેહેનત કરવી

૧૯–કષાયથી કાયા કૃશ બને છે માટે શરીરની તંદુરસ્તી
કાળજીવાળાએ કષાયનો ત્યાગ કરવો

૨૦–કટોરી મળતા થાળીની આશા ન રાખતા જે અવસરે
આવ્યું તેને અમૂલ્ય ગણી તેનો આસાદર સત્કાર કરવો નહિ
આવતી વસ્તુ પણ ઘણી વખત ભાગ્યમાથી ચાલી જાય છે
નકી સમજવુ

## ( ખ )

૨૧–ખલકમા ખાર વાળો માણસ પોતાના શુભ કાર્યની ઉજ્વલતા બતાવી યશ પ્રાપ્ત કરી શકતો નથી માટે યશના અભિલાષીઓએ ખારને આશ્રય આપવો નહિ

૨૨ ખરી હકીકત કહેતા લેશ પણ ન ખચાતા દ્રવ્ય ભાવનો વિચાર કરી આફત વખતે પણ અસત્ય ન બોલવુ

૨૩–ખર્ચ કરતા પહેલા આવક કેટલી છે તેનો દીર્ઘ દ્રષ્ટીથી વિચાર કર્યા બાદ આગળ પગ ભરવા ટેવ રાખવી

૨૪–ખટરાગથી ખસતા રેહેવામા નફો સમજી દરેક સગા સ્નેહીઓ સાથે સ્નેહની જમાવટ કરવી

૨૫–ખાપી એવી વસ્તુના થવુ કે જે વસ્તુ સદાકાળ સુખને આપે કારણ સુખ સર્વને પ્રિય હોય છે

૨૬–ખમતીધર તે કહેવાય કે જે પોત પોતાના ગજામા રહી દરેક કાર્યો કરે

૨૭–ખજવાળ શરિરને ખણાવી હસાવે છે ને પછી બળતરા ઉત્પન્ન કરી નાસાજ કરે છે માટે તેવી બાબતોના અગાઉથી વિચાર કરવો

૨૮–ખડગની ધારાએ લીધેલ વ્રતનું પાલન કરવાથી તેનુ ફળ તત્કાળ મળે છે

૨૯–" ખર્યું પાન સુકાય ને કર્યું કામ સુકાય " એ કેવત પ્રમાણે દેહ રૂપી પાનને ખરતા પહેલા આત્મ સાધન રૂપી

પોતાનું કાર્ય અથાગ શ્રમ વેઠી પુર્ણ કરવુ જેથી જન્મ જરા થી ઝટ મુક્ત થવાય

૩૦–" ખતે લખ્યુ જોવાય ને ભુલે હક ખોવાય " એમ શમજી દરેક લખાણુ કરતા પહેલા પુર્વ અને ઉત્તર અવશ્ય વિ ચાર કરવો

# [ ग ]

૩૧–" ગતન શોચયામી " નો અર્થ હૃદયમા સ્થાપન કરી ગયેલ સુખ અગર દુ ખનુ મમત્વ માણસોએ લેશમાત્ર સ્મરણ કરવુ નહિ

૩૨–ગરીબ અને અનાથોને દેખી તેનુ હાસ્ય નહિ કરતા તેઓને મીષ્ટ વાક્યો વડે બોલાવી આપણાવી બનતી તન મન અને ધનવડે સ્હાય કરવા ચુકવુ નહિ

૩૩–ગર્ભશ્રીમત હોવા છતા પણ જો તેનામા દાતાનો અમુલ્ય ગુણ ન હોયતો તે પોતાને પ્રાપ્ત થયેલ લક્ષ્મીનો ખરે ખરો લાભ લઇ શકતો નથી માટે તેવી હદે પોચેલ ભાઇઓએ ખાસ તે વાત લક્ષમા રાખવા ચુકવુ નહિ

૩૪–ગર્વવડે માણસો ઘેલા થઇ પોતાની પુન્ય કમાઇ પોતે સુખે ભોગવી શકતા નથી વાસ્તે સુખના અભિલાશીઓએ ગર્વને સ્થાન આપવુ નહિ

૩૫–ગમેતેટલી નદીઓના પુરનાપાણી આવવા છતા સ મુદ્ર પોતાની મર્યાદા મુકતોનથી તેવીજ રીતે સત્યવાદીપણાનો

દાવો ધરાવનાર પુરૂષે વિપત્તિના વખતે પણ સત્યનો ત્યાગ કરવો નહિ

૩૬-ગઢ અગર કીલ્લો બાધવાથી જેમ નગરનું રક્ષણ થાયછે તેવીજ રીતે ચતુર માણસોએ મનરૂપ કીલ્લાને મજબુત કરી પોતાની શકિત પ્રમાણે શુભ વર્તન કરવા ભુલવુ નહિ

૩૭-ગભરાટથી ઘણા કામો ભુલને પાત્ર બને છે માટે ધીરજ રાખી ગભરાટને આશ્રય આપવો નહિ

૩૮-ગમ ખાવાથી પ્રાયે ઘેર ઘાતનો વિનાશ થાય છે

૩૯-" ગરથ ગાઠે ને વિદ્યા પાઠે " એ કેવતને બરાબર સમજી ધનને મેળવવાની કળા જે વિદ્યા તેને બહુમાન પૂર્વક પ્રાપ્ત કરવા લેશ માત્ર પ્રમાદ સેવવો નહિ

૪૦-' ગપી બોલે સત્ય પણ પડે નહિ પત્ય એ કેવત ચાલુ જમાનાને લાભ દાયક ગણી વિના કારણે જુઠુ બોલવાની બુરી ટેવ રાખવી નહિ

## [ ઘ ]

૪૧ ઘરમા સ્વચ્છતાને અગ્ર સ્થાન આપવાથી તેના સહવાસીયો જરૂર શુદ્ધ આચાર વાળા બને છે

૪૨-ઘટ એટલે શરીરને મજબુત કરવા માટે માણસો નાના પ્રકારના ઓષધો વાપરે છે તેના કરતા જો હમેશા નિયમીત અને સાદો ખોરાક લેવામા આવે તો શરીરના સર્વ રોગો ।। પામી અવશ્ય શરીર મજબુત બને છે

૪૩-ઘન એટલે વરસાદ પોતાને કાંઈ પણ સ્વાર્થ નહિ હોવા છતા પોતાના અવસરે આવી પોતનુ કાર્ય બજાવે છે. તેવીજ રીતે ઉત્તમ પુરૂષો નિસ્વાર્થ વૃત્તિયે જો પરમાર્થ કરે તો જગતી તળમા યશ મેળવી શકે છે

૪૪-ઘટ પડવાથી આપણુને જેમ દુખ થાય છે, તેવીજ રીતીયે અન્ય વ્યકિતને પણ દુખ થાય છે એમ સમજી આપણા હસ્તકના કાર્યો વડે કોઇને કોઇ પણ બાબતમા ઘટ પડવા દેવી નહિ જેથી સર્વ કોઇની પ્રસન્નતા પ્રાપ્તકરી શકાયછે.

૪૫-ઘડપણમા શારિરીક તાકાત નબળી પડે છે માટે તે અવસર આવતા પેહેલા ધર્માદિક ત્રણે વર્ગનું પુરેપુરૂ સાધન કરી લેવુ કે જેથી ચોથો વર્ગ શિઘ્રતાથી કબજે કરી શકાય.

૪૬-ઘડીયાળ ટાઇમસર ટકોરા વગાડી પોતાના રૂલ પ્રમાણે પોતાનું કાર્ય કરે છે તેવીજ રીતે ડાહ્યા અને સમજુઓ પોતાનુ કાર્ય નિયમિત્ત કરી ભવિષ્યમા થતા પસ્તાવાનો વિનાશ કરે છે

૪૭-ઘડો જડ વસ્તુ હોવા છતા તેમા રહેલ પદાર્થનું તે સરક્ષણ કરે છે તો આપણે પચેન્દ્રી યુક્ત મનુષ્યપણું પ્રાપ્ત કરી આપણા શરણે આવનારને આશ્વાસન આપવુ કે જેથી મનુષ્ય જીવનનુ એક કર્તવ્ય બજાવ્યુ લેખાય છે

૪૮-ઘટ પદાર્થ પાણીની મેળવણીથી બીજુ રૂપ લે છે. તેવીજ રીતે આત્મા સાથે અનાદિ કાળથી ઘટપણે લાગેલ ક-

ગ્રાદિમળ જ્ઞાનરૂપી વારીના સિંચનથી કોઈ જુદા પ્રકારનો આન દ આત્માને મેળવી આપે છે

૪૯—ધવરાએલ માણસ એકલો હોવા છતા આત્મબળ વડે ઘણા માણસોને જીતી શકેછે તો સાજો માણસ અપૂર્વ વિર્ય ફોરવી કેટલુ કાર્ય કરે ? તે વાચક વિચારી આત્મ બળની કીંમત આકશે

૫૦—ઘન એટલે સમુદાયમા જો અન્યનુ સામ્રાજ્ય સ્થપાય તોજ સમુદાય ઉન્નતીની આશા રાખી શકાય

[ च ]

૫૧—ચતુર પુરૂષોના ચરિત્રો સાભળી બીજાને સમજાવવા કરતા તે માંહેના સદગુણો પોતામા ઉતારવાની ચીવટ રાખવી

૫૨—ચક્ર—પટા જેવી જડ વસ્તુ અલ્પ આલબનવડે અગાધ કાર્યો કરેછે તો આપણે વિવેકી અને જ્ઞાનવાન થઈ મનુષ્ય જન્મની ખરી સાર્થકતા ન કરીયે તે ઓછી શોકની વાત નથી

૫૩—ચડતી અને પડતી એ સસારની મુખ્ય બાજી છે, એમ સમજી ચડતીમા ગર્વ અને પડતીમા ધમથી પાછી પાની ન કરવી

૫૪—ચપળ એવી લક્ષ્મી કોઈ સ્થળે સ્થીર રહી નથી તેમ રહશે નહિ માટે વિદ્વાન પુરૂષોએ તેનો વિશ્વાસ નહિ કરતા તે લક્ષ્મીનો સદ્વ્યય કરી પોતાની કાયાનુ કલ્યાણ કરવુ

૫૫-ચમચો અગર રકાબી જેમ દુધ ચાહ વિગેરે ઉન્હા પદાર્થો પીવામા સ્હાયક બનેછે તેવીજ રીતે સદ્કાર્ય કરવામાં સન્‌મિત્ર અગર સદ્‌કુટુંબ સ્હાયક બને તે સત્ય છે

૫૬ ચણેલ મકાનની કીંમત જેમ પાકા પાયા ઉપર ખરો આધાર રાખે છે (એટલે મજબુત પાયાવાળા મકાનની કીંમત સ્વભાવિક વિશેષ ગણાય છે ) તેવીજ રીતે દરેક કાર્યોની પ્ર ગતિ મજબુત પાયા વિના થતી નથી

૫૭-ચખણી (વીવા પ્રસંગે કરેલ પકવાનનું થોડું ખાવું) અલ્પ કરવા છતા સેંકડો મણની પરિક્ષા કરી શકાયછે, તેવીજ રીતે સદ્‌ગુણ લેશ પ્રાપ્ત થવા છતા તેના મિષ્ટફળો વિશેષ પ્ર માણમા મેળવી શકાયછે

૫૮-ચરણની પુજા તેઓની થાયછે, કે જેઓએ પોતાનો દેહ કેવળ પરોપકાર અર્થેજ અર્પણ કરેલો છે અર્થાત જેની જીંદગી પરોપકારમાજ પુરી થયેલી છે

૫૯-ચક્રવર્તિ જેવાને પણ આ સંસારમા સર્વ સમૃદ્ધિ મુકી ખાલી હાથે જવુ પડયુ છે તો આપણી કઇતાકાત કે એક પાઇ પણ સાથે લઇ જઇ શકીયે ફક્ત કરેલ સુકૃત્યો સાથે આવશે તે ખાસ લક્ષમા રાખવુ

૬૦-ચક્ષુઓને ચેતાવી રાખજો કે પરાયા છીદ્રો જોવાની કુટેવ દૂર કરે, નહિતો એવાતો દુખી થશો કે તે કષ્ટ છોડવવા કોઇપણ સમર્થ થઇ શકશો નહિ

# [૭]

૬૧-છપ્પન મીજાજ વાળો માણસ માનવ દેહની કીંમત આંકયા વિના અમુલ્ય જિંદગી એળે ગુમાવી ઉધારી મુકીયે ચાલ્યો જાયછે

૬૨-ચોક જિનેશ્વરની ત્રિકરણ યોગે પુજા કરવાથી અને તેમા તલ્લાલીનપણુ મેળવવાથી કર્મ રૂપી કચરો શિઘ્રતાથી દૂર ખસેછે

૬૩ છજા જરૂખા ગમે તેટલા મુકાવો અને ગમે તેટલી મોજ મજા ઉડાવો પણ લક્ષ બિન્દુ એજ રાખવુ કે આ બધું ઇન્દ્રજાળછે ને તે જોત જાતામા વીનશ્વર થઇ જશે.

૬૪-છ કાયની રક્ષા કરવી તેજ મનુષ્ય જીવનનુ ખરૂ ભુષણ છે

૬૫-છન મૂછના ( પૈસાની ) મા માણસોએ ઘેલા નહિ થતા તેનો સ્વભાવ ચ ચળછે એમ માની સ પત્યોગ મળેલ દ્રવ્યનો શુભ માર્ગે ઉપયોગ કરવો

૬૬-છ પ્રકારના રસોનુ ભોજન આ જીવે ઘણીવાર કર્યું છતા હજુ સુધી તૃપ્તી ન પામતા તેમા આસક્ત રહે છે તે ખરેખર મનની નબળાઇ સૂચવેછે

૬૭-છત્ર ચામરની સાહીબી વાળા પણ આ સંસારમા સ્થીર ટકી શકતા નથી તેવુ આપણે પ્રત્યક્ષ જોવા છતા જન્મ મરણનો ફેરો ટાળવાનો ઉપાય હાથ ન ધરીયે તે કાઇ જેવી તેવી વાત ન ગણાય

૬૮ છદ્દમસ્ત પણામા દરેક જીવો ભુલને પાત્ર બને છે માટે ખેટો મમત્વ નહિ કરતા વિવેક બુદ્ધિથી પોતાની ભુલોની શોધ કરી નિરતર સુધારતા રેહેવુ

૬૯–છબી અગર ફોટો એવો પડાવવો કે જે ફોટો પોતાની જીદગીની જીદગી સુધી ઝખાસ ન પામે અર્થાત પોતાના સતાનો ને એવા કેળવવા કે પોતાની છબી રૂપે દીપી નીકળે

૭૦–છેયા છોકરાને હમેશા એવુ શિક્ષણ આપવુ કે તેમનુ અમરનામ ભવિશ્યમા એક ઉન્નત્તીકાર તરીકે પ્રસિદ્ધિ પામે

## [ज]

૭૧–જકડાએલ માનવી ગુન્હામાથી જેમ છુટવાની આશા રાખેછે તેમ અધ્યાત્મી પુરૂષો મોહરાજાના અજબ ફાંમામાથી દુર થવાના પ્રયત્નો અહોનીશ કર્યાં કરેછે

૭૨–જગત્મા દરેક પ્રાણીઓ સ્વાથના ઝેરી પજામા સપડાઈ તત્વાતત્વનો વિચાર ન કરતા પોતાને મળેલ સદ્જ્ઞાનનો ખોટો ઉપયોગ કરેછે

૭૩–જગત્ ના જીવો જયા સુધી આશાના આશ્રય તળે રેહેશે ત્યા સુધી ચોકસ સમજી લેવુ કે તેનાથી શાન્તિ સુખ ઘણુ ઘણુ દુર છે

૭૪–જન્મ મરણની અતુલ વેદના આપણે અનાદિ કાળથી અનુભવતા પુન્યયોગે મનુષ્ય ભવની પ્રાપ્તિ કરીછે, તો ઉક્ત વેદના દુર કરી–અક્ષય તેવા રસ્તે ચાલતા શીખવુ

૭૫-જથ્થો એવો થવો જોઈએ કે કરેલ જથ્થામાંથી એક પણ અલગ ન રહે કારણ જેમ કપડાના તારોનો જથ્થો કરી સરખી ગોઠવણ કરતા સરસ કપડુ બન્યુ હવે તેમાથી એક બે તારોને ખેંચી કાઢીએ તો તે કપડાની સુંદરતા અને સ્થિતિ એકદમ ઓછી થઈ જશે, માટે જથ્થાના ગુણ ધ્યાનમા જાગ્રત રાખવા

૭૬ " જપી જપે " વીગ " કરી મન સ્થિર " જેમ સ્થિરમન વીના પરમાત્માનુ ધ્યાન બરાબર થઈ શકતુ નથી તેમ કોઈ પણ કાર્ય મનની સ્થિરતા વિના થઈ શકતુ નથી

૭૭-જમનાર જીવને ત્રાજ પુરો થતા કદી છોડસે નહિ

૭૮-જશના અભિલાશી જીવોએ પારકનુ ભલુ કરવા કાળજી રાખવી

૭૯-જન્મથી વિશ્વને વિષે વિચરતા અ૫ સસારી થવાય છે

૮૦-જમવુ અને જમાડવુ એ મિત્રતા વધારવાનું ખાસ લક્ષણ છે, માટે ચીર મિત્રતા ઇચ્છનારાએ પ્રિતિ પૂર્વક પોતાના મિત્રને સ્વસંપત્તિ પ્રમાણે પોતાના ઘરે તેડી લાવી આદર ભોજન કરાવવુ તથા આપણે પણ મિત્રને ત્યા જમી તેના મનને આનંદ આપવો

## ઝ

૮૧-ઝવેરી લોકો જેમ હીરાની ખરી કીંમત આંકી પછી દરેક હીરાની લે વેચ કરેછે ને તેમા ખરી પરિક્ષાથીજ તેઓ

લાભ મેળવી શકે છે તેમ સસારમા રહેલ પથ અને પદાર્થ ની તીક્ષણ બુદ્ધિથી પરિક્ષા કરીને ગ્રહણ કરનારજ તેના ગુણ ફળોને ચાખેછે

૮૨-ઝક એટલે હઠ કરી પોતાનો વાદ નહિ કબુલ કરનાર સ્થળે સ્થળે પાછો પડી આખર પસ્તાય છે

૮૩-ઝઘડાઓથીજ ઉન્નત્તિનુ અધ પતન થાયછે, માટે ઝઘડાના મુળનો ઝીણી નજરથી વિનાશ કરવો

૮૪-ઝનુની માણસો પોતાનુ ઝનુન પોતાના અતર શત્રુ ( કર્મો ) સામે ફેરવે તો તેઓની કાર્ય સિદ્ધિ જરૂર વ્હેલી થઇ શકે

૮૫-ઝટ કરવાના કાર્યોને લેશ માત્ર વિલબ નહિ કરતા તે કાર્યોની ત્વરાથી પતાવટ કરી લેવી

૮૬-ઝપલાએલ ભમરો દિનકરના વિયોગે પ્રભાતની આશાના તરગો ઘડેછે, પણ તે દરમીયાન કુદરતના નિયમ પ્રમાણે કમળ નાળને વનહાથી પોતાની જળ ક્રીડામા ઉખેડી નાખેછે ત્યારે તેના સર્વ વિચારો નષ્ટ થાયછે જ્ઞાની પુરૂષો તે માથી ઘણોજ સાર લેછે

૮૭-ઝળકતી વીજળીનો પ્રકાસ સ્થાઇ ટકી શકતો નથી ને તેના અજવાસથી જેમ મોતીની હારો પરોવવાનુ કાર્ય કોઇથી થઇ શક્તુ નથી તેમ કાળરૂપ ચમકારો અકસ્માત આવી દેહમાથી પ્રાણનો વિયોગ કરાવશે ત્યારે બાકી રહેલ કાર્ય કરી શકવાનુ બની શકશે નહિ

૮૮–ઝગનાર જેમ હલકી વસ્તુનો વિશેષ થાય છે તેમ હલકા સ્વભાવના જીવો પણ પોતાની ઉ ચ્છુ ખલતા દબાવી શકતા નથી

૮૯–ઝરતા નીરના ઝરણાથી જેમ સાગરોના સાગરો ભરાઇ જાય છે તેમ નીરંતર થોડુ થોડુ જ્ઞાન રૂપ વારી ગ્રહણ કરે-વાથી ભવિષ્યમા મોટા વિદ્વાન થવાય છે

૯૦–ઝળકતા દિવાના પ્ર કાશથી પણ જે વસ્તુ નથી જોઇ શકાતી તે વસ્તુ જ્ઞાની લોકો અ ધારી રાત્રિમા પણ જોઇ શકે છે

## ( ટ )

૯૧–ટકાઉ વસ્તુ બનાવવા માટે આપણે તન મન અને ધનથી મ્હેનત કરીયે છીયે જ્યારે આપણ આયુષ્ય પોતાની સીમા છોડતુ નથી તો તેને માટે જ્ઞાનીયોને પુછી યોગ ગોઠ વણુ કરવી

૯૨–ટગમગ જોવાનુ ખરૂ સ્થળ ભુલી જઇ આ જમાનામા આપણે નાટક સીનેમા વી એડીટચે જોયા કરીએ છીએ તેનુ સત્યતાથી નીરક્ષણ કરશો તો જણાશે કે ઉપરોક્ત ન ટક આપણે પોતેજ કરી રહ્યા છીએ,

૯૩–ટપટપ પડતા કાકરા જેમ ઘણા વખતે મોટો ઢગલો કરવાની શકિત ધરાવે છે, તેમ આપણે પણ જો હમેશા થોડુ થોડુ દાન આપતા રહીયે તો વર્ષાંતરે દાન વૃદ્ધિને પામે છે ટચવાથી—ટીપવાથી જેમ ધાતુઓ રૂપાતર કરે છે, તેવીજરીતે

દુર્ગુણને માર મારવાથી તે પોતાનુ રૂપ બદલી સદ્ગુણમાં દાખલ થાય છે

૯૫–ટટુ એટલે ઘોડા જેમ સ્વારને પોતાની પીઠ પર સ્વારી કરાવી ગમન કરી અમુક ટાઇમે ધારેલે સ્થળે પોચાડે છે તેમ સદ્ ક્રિયારૂપ ઘોડાપર સ્વારી કરવાથી ઉભય ભવમા જરૂર શુભ સ્થાન પ્રાપ્ત થાય છે

૯૬–ટહુકારવડે કોયલ વિશ્વમા આદર પામે છે ને કાગ નીંદાને પાત્ર થાય છે તો આપણે કોયલની માફક મધુર વચન બોલવાની પ્રેકટીસ પાડવી ને કાગડા જેવી ક્રુર વાણીનો ત્યાગ કરવો

૯૭–ટળવળતા અનાથ જીવોનો સ્વ શકત્યાનુસાર ઉદ્ધાર કરવો

૯૮–ટહેણા એટલે હલકા શબ્દો મોઢેથી કદીપણ નહિ બોલતા મધુર વાકયો બોલી જીવ્હાને પવિત્ર બનાવવી, કારણુ મીઠુ બોલવાથી માન વધે છે, ને કડવુ, બોલનાથી કલેશને સ્થાન મળે છે

૯૯–ટકવાનુ દરેક જણને કહી ખોટી કરાય છે પણ કાળ કહ્યુ નહિ માને તે ચોકસ સમજી લેજે

૧૦૦–ટપાલી એટલે પોષ્ટમેન જેમ નામવાર ડીલેવરી કરવાનુ કદી પણ ચુકતા નથી તેમ આપણે પણ આપણા ગુરૂ પાસે આપણે કરેલ દોશોને ક્રમવાર કહી સભળાવી ફરી નહિ કરવાની પ્રતિજ્ઞા અને કરેલ દોષની શિક્ષા ( પ્રાયશ્ચિત ) લઇ લેવાનુ ચુકવુ નહિ

## ( ઠ )

૧૦૧-ઠકુરાઇ મ ળ્યા છતા જે માણસ નમ્ર સ્વભાવી તથા ગ્રત્યાળુપણાને ધારણ કરે છે તેનો યશ દેશો દેશ વિસ્તાર પામે છે

૧૦૨-ઠગાઈ કરનાર પોતે એમ સમજે છે કે હુ સામા માણસને વચુ છુ પણ તે તેની મુખતા છે કારણ ખરી રીતે તપામતા ઠગનાર પોતેજ ઠગાય છે

૧૦૩-ઠઠા કરનાર માણસ લાભાલાભને નહિ પીછાનતા કે ટલીક વખત પોતાના હકમા નુકશાન થયા પછી ફરી ઠઠા નહિ કરવાની પ્રતિજ્ઞા લે છે એના કરતા પોતાના હકમા નુકશાન થયા પેહલા કોઇની મશ્કરી ન કરવાની પ્રતિજ્ઞા લેવી તે ઘણુ સારૂ છે

૧૦૪ ઠરેલ સ્વભાવી પોતાનો સ્વાર્થ શિઘ્ર સાધે છે પણ કોઇને આચ આવવા દેતો નથી અને સાથે પરમાર્થ પણ કરતો જાય છે

૧૦૫-ઠણુ મારવાથી વિશ્વાસ ભગ થવાય છે માટે કોઇ પણ વસ્તુમા તરાપ નહિ મારતા શાન્તિ પૂર્વક કોઇપણ ચીજ લેવા મુકવાનો રીવાજ રાખવો

૧૦૬-ઠઠ એટલે ગીરદીમા ગાળી ધક્કા ધક્કી નહિ કરતા દરેકને શાન્તિ મળે તેમ વર્તવુ તથા બીજાઓ પણ શાન્તિમા રહે તેવો ઉપદેશ આપવો

૧૦૭–ઠપકો આપતા પ્હેલા સામાની ભુલ શુ છે? તે બાબતની બને પક્ષની વાત સાભળ્યા પછી જે કાઇ શિક્ષા કરવાની હોય તે કરવી

૧૦૮–ઠમક ઠમક ચાલતા જો તે ચાલમા આપણને ઉદ્ધતાઇ જેવુ લાગે તો તરતજ તેવી ચાલથી ચાલવાનુ છોડી દઈ આપણને શોભતી સુદર ચાલથી ચાલતા શીખવુ

૧૦૯–ઠલવાએલ વસ્તુ પાછી ઠામમા નાખી ઠામ પુરૂ કરી શકાય છે, પણ ખોયેલ આયુષ્યમાથી ઠલવાએલ વખત પાછો આયુષ્યમા કોઇથી પણ નાખી શકાતો નથી

૧૧૦–ઠાવકુ મો રાખી વાત ચિત કરવાથી સામાને જે અસર થાય છે તેવી અસર બીજી કોઇ રીતે થઇ શકતી નથી

## [ ड ]

૧૧૧–ડખલગીરીમા માણસો મુઝાય છે પણ તેવે વખતે જો હિંમત રાખી દીર્ઘ વિચારે કામકાજ કરે તો તેને મુઝાવા પણુ રહેતુ નથી

૧૧૨–ડગલો પહેરવાથી જેમ ઠડીને સ્થાન મળતુ નથી તેમ સદ્‌ગુણ રૂપ કવચ ધારણ કરવાથી દુર્જનોનુ નીંદા વિગેરે કરવામા કાઈ પણ જોર ફાવી શકતુ નથી

૧૧૩–ડગેલા વાસણમા જેમ પાણી અગર કોઈપણ વસ્તુ પૂર્ણ ભરી શકાતી નથી, તેમ ડગેલો માણુસ પણ કોઇ દિવસ પુરેપુરૂ કાર્ય કરી

૧૧૪-ઠસુરો જેમ પોતાનુ પ્રબળ બળ દેખવી વખતે માણસના જીવનુ જોખમ કરે છે તેમ ઠસુરો આદિ અભક્ષ્ય વસ્તુઓનુ ભક્ષણ કરનારને તે નર્કની અતુલ વેદના અર્પણ કરે છે

૧૧૫-ડમરૂને મધ્યમા પકડી વગાડવાથી જેમ બન્ને બાજુથી અવાજ થાયછે તેમ ડમરૂક ન્યાયથી દરેક વાક્યોના જ્ઞાનીની દ્રષ્ટીયે દ્વી અર્થ નીકળે છે

૧૧૬-ડમરો જેમ પોતાની સુગંધ પોતાની આજુબાજુમા ફેલાવે છે તેવીજ રીતે સત્યવાદી પુરૂષોનો પ્રભાવ સામામાણસ ઉપર સત્યતાની સાચી છાપ પાડે છે

૧૧૭-ડરી એ જેમ ઘોડાનું આ ભુષણછે તેમ અનીતીથી ડરવુ એ મનુષ્યનુ ભુષણ છે

૧૧૮-ડરનાર માણસનુ કાર્ય સ્તુતી પાત્ર થતુ નથી કારણ જેવો કર્તા તેવું કાર્ય

૧૧૯-ડહકલા અને બાજુબંધ બન્ને હાથમા પહેરાય છે, પણ પેહેરવામા અંતર છે ડહકલા ગુન્હેગારને પેરાવાયછે ત્યારે બાજુબંધ શ્રીમંત વર્ગ પેહેરે છે

૧૨૦-ડબલની આશાએ સીંગલનો છેદ કરવા કરતા સીંગલ લઇ સંતોષીત થવું તે શ્રેય છે

## ઢ

૧૨૧-ઢગલા કરવા જનારે કોઇની સેઠ ( પક્ષ ) નહિ સાચવતા એવા સરસ ભાગલા પાડી આપવા કે તે ભાગલા લેનાર ભાગદારને અંશમાત્ર ઓછા વત્તા ન આવે.

૧૨૨-હચુ પચુ વિચારે જે કાર્યનો આરંભ થાય છે તે પરીપુર્ણ કરવા જતા વચમા ઘણા વિઘ્નો આવવાની ધાસ્તી રહે છે, માટે કોઈપણ કાયનો આરંભ ઓઠામન્ને ન કરવો

૧૨૩ હટ્ટો એટલે ધુતારો માણસ પોતાની ધુર્તતાથી વિશ્વમા અપકીર્તીના પોટલા શીવાય બીજુ કાઈપણ મેળવી શકતો નથી માટે સદ્દકીર્તીના આશિએ ધુતતાનો ત્યાગ કરવો

૧૨૪-હપુડીઆ-બીક્ણ માણસોથી જેમ હીંમતનુ કાર્ય ઉદ્‌ભ થતું નથી તેમ મુખ માણસના મગજમા વિદ્વતા ભરેલો વિચાર સ્ફુરતો નથી

૧૨૫-હક્ એટલે જુદો પડી જાય તેનો બધ બાધવાથી કરેલ શ્રમ નીષ્ફળ જાય છે, માટે બધ બાધતા સાવચેતી રાખવી કે તે સ્વેચ્છાએ છુટી શકે નહિ

૧૨૬-હળકતા એટલે રડતા સ્વભાવની વસ્તુઓ જેમ સ્વેચ્છા પર્વક પોતાના સ્થળનો ત્યાગ કરે છે તેમ હળકતો માણસ પણ સ્વેચ્છાએ વિચરવાનુ પસદ કરે છે માટે સગા સબધીમા હળકતા સ્વભાવનો ત્યાગ કરવો

૧૨૭-હસ હસ એટલે એકદમ જોયા જલાહ્યા વગર ખાવા પીવા વિગેરેના જે કાર્યો કરવામા આવેછે તે કોઇક વખત મહાન દુખ દાયક થઇ પડેછે માટે તેવી ટેવ તજવી

૧૨૮-હકણ રાખવાથી ખાવા પીવાના પદાર્થો બહુ સારી રીતે જાળવી શકાય છે, ને ઉઘાડા રહી જવાથી ઝેરી જાનવરો ઓટી જવાની ધાસ્તી રહે છે માટે સ્વદેહના રક્ષકોએ દરેક પદાર્થો ઢાકી ઢ

૧૨૯-ઢહેરા એટલે ટેકરા ઉપર ચડેલ માણુસ જો પોતાનું મન કાબુમા રાખ્યા વીના આડો અવળો દોડાદોડ કરીશુકે તો ખરેખર તે ત્યાથી પડયા વીના રહેતો નથી

૧૩૦-ઠગા જેવો માણુસ જેમ કોઈને રીઝાવી શકતો નથી તેમ આળસુ માણુસ પોતાનુ કાર્ય નીયમીત કરી શકતો નથી

## ત

૧૩૧-તક આવે જે માણુસ કાય સાધવામા પ્રમાદ સેવે છે તેના જેવો મૂર્ખ જગત્મા બીજો કોણ હોય ?

૧૨૩-તકલીફ પડવા છતા જે માણસો લીધેલ નીયમ પરીપુર્ણ રીતે પાળે છે તેનો જય ઘોષ સર્વત્ર પ્રસરે છે

૧૩૩-તખ્ત સ્થાને બીરાજતા એવા રાજા મહારાજાઓ એ નીતીથી પ્રજાનુ પાલન કરવુ તેમાજ તેમનો ધર્મ સમાએલો છે

૧૩૪-તગાવીલઈ ખેડુ અગર ગીરામદાર જેમ વખત આવે પોતાના કુટુંબનુ પાલણ પોષણ કરે છે ને સારાવરે પોતાની ઉપજમાથી વાળી આપે છે તેમ આપણે પણ ભીડના સમયે કોઈ પાસેથી તગાવી રૂપ લીધેલ રકમ બનતા પ્રયત્ને જલદી આપવા પોતાના મન સાથે પ્રતિજ્ઞા કરવી

૧૩૫-તજતા પહેલા અંતઃકરણથી જોવુ કે ગ્રહણ કરેલ વિચારમા અગર વસ્તુમા શુ શુ દોષો છે, વિચાર કરતા તેમા દોષો માલુમ ન પડે તો તેને કદી છોડવા નહિ ને દોષો જણાય તો ક્ષણ માત્ર તેને થોભના નહિ

૧૩૬–તડકાને છાયો જેમ ક્ષણેક્ષ ણમદલાય છે તેમ વિ-શ્વની વિચિત્ર લીલા પણ ઘડી ઘડી બદલાયા કરે છે

૧૩૭–તન કેતા શરીરને માટીના ઘડાની માફક ઉપરથી ટાપટીપ કરી ગમે તેવી શોભા કરો પણ કાળરૂપ પત્થરનો ઘા વાગતા પલવારમા ફુટી જશે ત્યારે તેને સાધવાને કોઇ પણ સમર્થ થઇ શકશે નહિ

૧૩૮–તપસ્યાથી કર્મોનો ભુકકો થાય છે વળી તેમા સમતા રૂપ નીરનો વરસાદ થવાથી તે કચરો ઘસડાઇ જઇ આગણ સ્વચ્છ બને છે ને ત્યારેજ તેમા કાઢેલ ચિત્રામણ શોભા યુક્ત બને છે

૧૩૯–તફ્ફા પડી જવાથી પોત પોતાના મત્તની પુષ્ટીને માટે નવા નવા રસ્તાએ શોધવા પડે છે ને તે રસ્તાઓના પરિણામે ક્લેશની વૃદ્ધિ થાય છે માટે સમજણ પૂર્વક એકમત્ત કરવા ઉદ્યમ કરવો

૧૪૦–તમ કેતા અધકારમા જેમ દેખતો માણસ પણ કાંઇ જોઇ શકતો નથી તેમ અજ્ઞાની માણસને કેવાડના અકૃત્યો રૂપ ઉંડા ખાડા ને તે દેખી શકતો નથી

( થ )

૧૪૧–થગીધર પાસે જેમ રાજાઓ પોતાના સ્વજન વર્ગને તાણુલ પ્રમુખ અપાવી કૃતાર્થ થાય છે તેમ આપણે પણ આપણા વિચાર રૂપી થગીધર પાસે આત્માના સ્વજન વર્ગ ( જ્ઞાન દર્શન ચારિત્ર વિગેરે ) ને ક્ષમાદિક તાણુલ અપાવી આ ત્મરાયને કૃતાર્થ કરવો

૧૪૨-થઙ મજબુત હશે તો જરૂર કાર્ય ફળી ભુત થશે

૧૪૩-થનાર વસ્તુ ક્રોડા ઉપાયો કરવા છતા મીથ્યા થતી નથી તો પણ વ્યવહારથી દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભાવ આશ્રી ઉદ્યમ કરવો

૧૪૪-થપાએલ કોઇપણ ઉન્નત્તીના કાર્યો અગર તેના સા ધનો ને દિન પ્રતિદિન વૃદ્ધિ પામતા જોઇ જેના હૃદયમા આ નદની ઉર્મીએ ઉછળે છે તેજ ખરો ઉન્નત્તીકાર સમજવો

૧૪૫-થરથરાટ ધ્રુજવાથી માણસોના વિચારો શીથીલ બની જતા મોટા કાર્યો કરતા આચકો ખાય છે માટે હૃદયને કાબુમા રાખી વિચાર પુર્વક શીથીલતાને અટકાવવી

૧૪૬-થળ એટલે રેહેવાનુ સ્થાન એવુ બનાવવુ જોઇએ કે જેમા હવાની અનુકુળતા હોય તથા તેની આજુ બાજુના ( પાડોશી ) લોકો ધર્મ શિળ તેમજ માયાળુ હોય

૧૪૭-થકવવાથી સામો માણસ આપણા પ્રત્યે કટાળો લા વે છે તે સ્વાભાવીક છે છતા સ્વાર્થી માણસ પોતાના સ્વાથની ખાતર સામાનુ મન પારખી શકતો નથી

૧૪૮ થથેથક ભટકવા છતા જ્યારે નીર્ભાગીને કાઇ મળતુ નથી ત્યારે ભાગ્યવાનને સુતા સુતા પુષ્કળ પૈસા મળે છે

૧૪૯-થડે બેસનાર માણુસમા ચાર ગુણો અવશ્ય જોઇએ ( શાન્ત સ્વભાવ, સ્મણુશક્તિ સ્વાથનુ જાણપણુ, વ્યવહારની પુર્ણતા ) આટલા ગુણો શીવાય થડાને યોગ થવાતુ નથી

૧૫૦-થથુબાએલ માણુસ જેમ માર્ગને જાણવા છતા સ્હા શીવાય આગળ ચાલી શકતો નથી તેમ વ્યાકરણને જા-

જુવા છતા સંસ્કૃતના શબ્દાર્થમા અટકેલ વિદ્યાર્થી શુભ શ્લોકોનુ રહસ્ય બરાબર જાણી શકતો નથી

૧૫૧–દક્ષ એટલે ડાહ્યો માણસ પોતાનો વહીવટ કરવા છતાં બીજાને અનહદ ઉપકારી થઇ પડે છે એટલે સ્વાર્થમા પણ પરમાર્થ કરવો એજ તેનો સિદ્ધાંત હોય છે

૧૫૨–દક્ષીણ એટલ જમણુ નેત્ર અગર હરકોઇ અંગનો બીજો ભાગ ફરકવો તે જેમ પુરૂષોને શુભસુચક છે તેમ તેજ અંગો સ્ત્રીઓને માટે વામ કેતા ડાબા શુકન શાસ્ત્રમા શુભ કહેલા છે.

૧૫૩–દગ્ધ થયેલ બીજ કીમતી હોવા છતા વાવવાના કામમા આવતુ નથી તેમ અમુલ્ય વિચારો હોવા છતા દુર્જનોની સોબતરૂપ અગ્નીથી દગ્ધ થતા સદ્વિચારો (નાશ પામે છે) શુભમાર્ગમા ઉપયોગી થતા નથી

૧૫૪–દટાએલ વસ્તુ જેમ ઉપરના આવર્ણોથી દ્રષ્ટી ગોચર થતી નથી પણ આવર્ણ દુર થવાથીજ નજરે પડે છે તેમ આત્માના અનંતગુણો કર્મરૂપ લેપથી અવરાઇ ગયેલા હોવાથી આપણે જોઇ શકતા નથી પણ તે લેપ દુર થતા અનંતગુણો પ્રકાશમા આવે છે

૧૫૫–દધી કેતા સમુદ્રમાંથી રત્નો પ્રાપ્ત થવાથી જેમ તે રત્નાકર કહેવાય છે તેમ સ્ત્રીઓના ઉદરરૂપ સરોવરમાથી રત્નરૂપ વીરપુરૂષ ઉત્પન્ન થવાથી તે વીરમાતા તરીકે પ્રસિદ્ધ પામે છે

૧૫૬–દર્પથી દુર્યોધન સર્વ સી ન હારી ગં
રાકાનુ રાજ ખોયુ તો આપણે તો ગર્વના કહીએ
એ તેમા નવાઇ શુ ?

૧૫૭–દમાએલ માણસ બીજાના દુર્ગુણો ર
છતા કાઇ બોલી શકતો નથી

૧૫૮–દમવાથી એટલે કબજે રાખવાથી ઇન્દ્
આપે છે ને તેને સ્વતંત્રતા આપવાથી તે દુ ખના
આડે છે

૧૫૯–દવાથી જેમ દુષ્ટ દરદો દીર્ઘ ની શાન
ખસે છે તેમ યુક્તિપૂર્વક સુધારાનો અનુભવ કરવ
રૂપ કઠીણ વ્યાધીઓ દૂર ખસે છે

૧૬૦–દરકેતા પાણી જેમ જેવા રંગના વાસણ
અગર પાણીમા જેવો રંગ નાખીએ તેવા રંગે
તેમ જેની સોબતમા આપણે ફરીએ તેવી અસર આ

## [ધ]

૧૬૧–ધકમારી કામ કરનાર માણસ પોતાના
મદ નીવડે છે, કારણ તે વખતે તેનુ મન તે ક
થયેલુ હોય છે

૧૬૨–ધખધખતી આગમા નાખેલ પદાર્થ
વૃદ્ધિ કરે છે તેમ ક્રોધની જ્વાળામા તપેલ માણસ
ઉપદેશ ઉલટો ક્રોધને વધારે છે

૧૬૩-ધજા પતાકાથી નગરને શણુગારવામા આવતાં જેમ જોનારને તેથી ઓત્સવ પ્રમુખનું ભાન થાય છે તેમ જ્ઞાની પુરૂષોના અતીશયોના પ્રભાવથી આજુબાજુમા ચોકસ જ્ઞાની મહાત્મા વિચરે છે એમ સમજાય છે

૧૬૪-ધનવાન એટલે પૈસાદાર માણસ જ્યારે ઉદારતાથી પૈસા વાપરે ત્યારેજ તેનુ ધનવાન નામ સાચુ ઠરે છે કારણ કંજુસાઇથી તેની પ્રજા ઠકાઈ જાય છે

૧૬૫-ધન્ય છે તે પુરૂષોને કે જેણે અતુલ કષ્ટ આવવા છતા કન્યા વિક્રય તરફ વિચાર સરખો કર્યો નથી

૧૬૬-ધણકારાથી ધીર પુરૂષો ધુર્ત જનને ધ્રુજાવે છે

૧૬૭-ધમકી આપવાથી જેમ સમજુ વર્ગને શીખામણ મળેછે તેમ શરમાળ માણસને શીક્ષા કરતા તેની ભુલો દૂર ટળે છે

૧૬૮-ધવળ નામ માથ કરવા માટે ખરો ઉપાય એકજ છે કે પરાઇ નીંદા નહિ કરતા સામાના ગુણોની સ્તુતી કરવી

૧૬૯-ધકકો કોઇને એવો ન મારવો કે જેના પરીણામે તે માણસની રોજી બધ થાય અને આપણને અપવાદ મળે

૧૭૦-ધર્મ એવો પકડવો કે ચાર ગતિના ભ્રમણ રૂપ મહા સકટોને મટાડી શીઘ્ર ઇચ્છીત સ્થાનકે પોચાડે

## [ન]

૧૭૧-નકલ એવી લખવી કે જે નકલનો મુસદો બેરીષ્ટર જેવા વિદ્વાન પુરૂષે ... અર્થાત આપણી કેળવણી

પ્રમાણની હોવી જોઇએ કે મેન્યુઅલ જોવાને પણ તે જોઇ તેની તારીફ કરવી પડે

૧૭૨—નખની માફિ ચામડીની જે પ્રીતિ છે તેવીજ પ્રીતિ સજ્જન પુરૂષો સજ મન્યે રાખેછે

૧૭૩—નગ એટલે પવત પવિત્ર તેમજ એકાન્ત સ્થળ, હોય ત્યાં અનેક જાતિની પુરૂષો આ મ ધ્યાનમાં તલ્લીન પણ મેળવે છે

૧૭૪—નગરવાન પરન્તુ એ જેમ સ્વામી પ્રત્યે સેવકની ફરજ છે તેમ સેવકના હાથની કદર કરવી તે સ્વામીની ફરજછે.

૧૭૫—નઠારા સુચક ગ્રહ સાથે સારા કાર્યનો આરંભ કરવો નહિ કારણ પ્રાયે તેમા વિઘ્ન આવવાની ભિતિ રહેછે

૧૭ —નદી મીઠી હોવા છતા જેમ તે સમુદ્રમા મળી જતા તે પાણી ખારૂ બને છે તેમ દુર્જનોની સોબતથી સજ્જન પુરૂષ પણ દુર્ગુણી થાય છે

૧૭૭—નરપતિ એટલે રાજા જેમ પ્રજાનુ પાલન કરે છે તેમ અહિંસા મય ધર્મને પાળનાર પ્રાણીઓ દરેક જીવોનુ સારી રીતે રક્ષણ કરે છે

૧૭૮—નભ એટલે આકાશના પુષ્પો લેવાની અભાવના ખોટી છે તેમ હીંસાદિ અધમના સેવનથી સ્વર્ગાદિક સુખો મેળવવાની આશા વ્યર્થ છે

૧૭૯—નબળાઈ વધવાથી જેમ શરીર ક્ષય રોગે ઘેરાયછે તેમ મનની નબળાઇ વધી જવાથી ઇચ્છીત કાર્યનો ક્ષય એટલે નાશ થાયછે

૧૮૬-પરમનુ માનુસ જગમોાગા પણ પરોપગાર ને છે ઉતો નથી તેવા પુરૂપોના અમર નામો ઇતિહાસમા સોને અક્ષરે લખાય છે

૧૮૭-પદ્ધતિ એટલે નીયમ એવો રાખવો જોઇએ કે જેમ સવારથી સાજ સુધીના કર્તવ્ય કાર્યોનો ક્રમ આવી જાય

૧૮૮-પલકનો પણ વિશ્વાસ નહિ કરતા દરેક ક્ષણે દુની આના અથીર પદાર્થની હૃદયમા ચિતવના કરવી

૧૮૯-પડપલ આયુ ર ઓછુ થય છે તો તેમા આપણે શુ શું નેકી નુકશાન મેળવ્યા તેનુ સરવૈયુ જપ રેખાં વધારે ચોવીશ ચોવીશ કલાકે અવશ્ય કાઢવુ કારણ ગાફેલ જોગે થશે તો પછી મેળવતા વાર લાગશે ને છેવટ મુડી ઉડી જઇ નુકશાનીમા આવી પડાશે તેની પણ ખબર પડશે નહિ માટે નામાની આળસ ન રાખવી

૧૯૦-પવનની ગતિને જેમ કોઇ રોકી શકતુ નથી તેમ આયુષ્યની ગતિ પણ કોઇ અટકાવી શકતુ નથી

[फ]

૧૯૧-ફકીર પુરૂપો જેમ સસારના અસાર પદાર્થો પર વીરક્ત ભાવ અને જ્ઞાનીઓએ પ્રરૂપેલા શુદ્ધ ધર્મ પર પ્રીતિ રાખે છે તેમ કર્મરૂપ રોગથી ઘેરાએલ દર્દીઓએ ક્રોધ, લોભ, તૃષ્ણાના ત્યાગ રૂપ ચરીપાળી જ્ઞાનીઓના અમૃત વચન રૂપ ઔષધનું સેવન કરી નીરોગી થવુ

૧૯૨-ફગેલ એટલે પોતાના સ્થાનથી કાઇક ભ્રષ્ટ થયેલ વસ્તુ જેમ જોઇએ તેવી શોભા આપતી નથી તેમ ફગેલ વાક્ય બોલનાર પણ પોતેકપ્રતિષ્ઠા પામતો નથી

૧૯૩-ફજર એટલે સવારમા કરેલ વિદ્યાભ્યાસ જેમ વિદ્યાર્થીને સુગમ પડેછે તેમ સવારમા કરેલ વીહાર પણ ચાલનારને સેલો પડે છે

૧૯૪-ફટાણા ગાવા એ ઉચાકુળ ની સ્ત્રીઓને જેમ છાજતુ નથી તેમ મર્યું પાછળ વિશેષ પ્રકારે રો કકળ કરી મુકવી તે મરનારને કાઇ લાભ નહિ કરતા ઉલટ ક્લીષ્ટ કર્મના બધરૂપ થાય છે

૧૯૫ ફટકાર પામેલ માણસ જેમ પોતાનુ મુખ બીજાને બતાવતા શરમાય છે તેમ અનાચારમા આસકત પ્રાણી પોતાની માઠી કરણીથી પ્રાન્તે ઘણો પસ્તાય છે

૧૯૬-ફડકાથી એટલે બીકથી જે કાર્ય થાય છે તેના કરતા અર્ધુ મારથી ને ચોગણ શરમથી થાય છે

૧૯૭ ફના એટલે ખતમ થયા પહેલા પોતાની પાસે બચેલ દ્રવ્યને કોઇ સારા સ્થળે વ્યય કરવા મનને પ્રેરણા કરવી

૧૯૮-ફમથી માણસો પોતાના નીયમને ભુલી જઇ સ્મર્ણ થતા પણ શુદ્ધ નથી થતા ને યુક્તી પ્રયુકતી કરી નીયમની વિરૂદ્ધ ચાલી લીધેલ નીયમનો ભગ કરે છે તેના કરતા નીયમ લેતા ચોકખ કરવી સારી છે

૧૯૯-ફરમાન એટલે હુકમથી જેમ આપણી સત્તામા રહેલ માણસો આપણા બતાવ્યા પ્રમાણે કામકાજ કરે છે તેમ

આપણે આપણા અધિકારી પરમાત્માના ફરમાનને અવશ્ય અ ગીકાર કરી અમલમા મુકવું જોઇએ.

૨૦૦-ફળ એવુ મેળવવુ કે જેના સેવનથી અજરા પદ પ્રાપ્ત થાય

# [ બ ]

૨૦૧-બકવુ એટલે ઉપયોગ વિનાનુ બોલવુ જેમ નકારૂ છે તેમ ઉપયોગ વીનાનું કાર્ય કરવું તે ફોગટ શ્રમ કરવા જેવુ છે

૨૦૨-બગડેલ પાન તબોલી લોકો જેમ નીરતર શોધી શોધીને ફેકી દે છે કારણ બગડેલ એક પાન સિવતાથી સર્વ પાનને બગાડે છે તેમ વિદ્વાન પુરૂષો પણ પોતાના દોષોને હ મેશા શોધી શોધીને દુર કરે છે

૨૦૩-બચાવ એટલે કોઇપણ રીતે રક્ષણ કરવુ એ જેમ જૈનનો સિદ્ધાત છે તેમ દરેક કોમનો પણ તેજ ધર્મ છે કારણ પોતાનો આત્મા પોતાને જેવા પ્રિય હોય છે તેવોજ સામાને સા માનો આત્મા પ્રિય હોય છે ને કોઈથી વ્હાલી વસ્તુનુ હરણ કરવુ તે મહા પાપ છે

૨૦૪-બરછી વિગેરે શસ્રોથી અન્ય જીવોના ઘાત કરનારને હે પ્રભુ સન્મતિ અર્પો

૨૦૫-બજારમા તમે ગમે ત્યા ભમો પણ વિવેકરૂપી ર ત્નતો ઉપકારી ગુરૂમહારાજ પાસેથીજ મળશે

૨૦૬-બટણથી કોટનો જેમ કબજો થાય છે તેમ કોટથી નગરનો કબજો થાય છે

૨૦૭-બધીર હેતા બ્હેરાપાસે મધુર ધ્વનીથી ગાવુ, ચક્ષુ વિકલ પાસે દર્પણો ધરવા અને મુર્ખ માણુસને હિતવચનો કેવા એ ત્રણે નીર્થક એટલે નકામા છે

૨૦૮-બમેબમ હાકવાથી કોઇ વખત સ કટના પ્રજામાં સ પડાઇ જવાય છે માટે ગપાટા મારવાની દુષ્ટ આદતને દુર કરવી

૨૦૯-બરાબર યાદ રાખજો કે મશ્કરીમા પણ ગપાટો હા કયો તો (વાઘની બુમથી રબારીના છોકરાનો થયેલ નાશ) તેવુ થશે

૨૧૦-બળધ ઘાણીમા જોડાઇ ગમે તેટલો જલદી ચાલવા છતા જેમ ત્યાનો ત્યાજ રહે છે તેમ વિદ્યા ભણી તેનો કાંઈપણ ઉપયોગ કરવામા ન આવેતો તે અજ્ઞાનીજ કહેવાય છે

૨૧૧-ભગવા વસ્ત્રો પેહેરવા માત્રથી ભેખ ધારી કહેવાતા નથી પણ અ તર શત્રુઓ ભગવવાના પ્રયત્નો આદરવાથી ભેખ ધારીપણુ પ્રાપ્ત થાય છે

૨૧૨-ભજન તેનુજ સ્તુતિ પાત્ર ગણાય છે કે જેણે આત્મ ભૂમી વૈરાગ્ય રૂપી ઢળી ચુનાથી વહાઇટ વોશ કરેલી છે

૨૧૩ ભડકાની ખરી જ્યોત ત્યારે પ્રગટી કહેવાય છે કે જ્યારે તે જ્યોતથી અશુભ કર્મોના ઢગલો શિઘ્ર ભસ્મ થઇ જાય

૨૧૪-ભણકારથી જેમ વ્યવહાર કુશળ માણુસ તરત જાગી જાય છે તેમ જ્ઞાનીઓના વચનામૃતનુ પાન કરવાથી પાન ક- રનાર પ્રાણી [illegible] નીદ્રાથી દૂર થાય છે

૨૧૫-ભક્તિથી કરેલ દરેક કાર્યો વીમીષ્ટ લાભને આપે છે માટે દરેક કાર્યોમા ભક્તિને અગ્ર સ્થાન આપવુ

૨૧૬-ભદ્રીક માણસો હમેશા કર્મથી બ્હીતા રહે છે ને તેવા કર્મ ભિરૂઓ માટે સત્સમાગમ બહુ જરૂરનો છે

૨૧૭-ભયથી જે માણસ પાછો પગ ભરે છે તે પ્રાણી ઈચ્છીત કાર્ય કરવામા અ સમર્થ બને છે

૨૧૮-ભર્તાતમા ભણાય છે ને વાતે વાત ફેલાય છે

૨૧૯-ભરપણથી સર્વ સ્થળે માન મળે છે

૨૨૦-જાસ ભસાર્ કરી કુતરા જેવી હલકી જાત પણ ચોર લોકોને અટકાવી પોતાના નીમક હલાલપણાને દીપાવે છે

## (મ)

૨૨૧-મદીરાનુ પાન કરવાથી માણસ સારા આચરને ભુલી જાય છે કારણ તેના નીશાથી તેનુ ચિત્ત વ્યગ્ર (બેસાન જેવુ) બને છે એટલુજ નહિ પણ તેનુ મુખ એટલુ બધુ દુર્ગંધ મારે છે કે તેને કોઈ પાસે ઉભુ રેવા પણ દેતુ નથી

૨૨૨ મદ એટલે ગર્વ એ સદ્‌ગુણને હણવાનુ તીક્ષ્ણ શસ્ત્ર છે દુનીઆમા ગર્વ વિના એક પણ એવુ ઉગ્ર શસ્ત્ર નથી કે જેનાથી ગુણની હાની થાય

૨૨૩-મહીલા એટલે સ્ત્રી શિક્ષણ એજ ઉન્નતિનો સ્થભ છે કારણ આપણી ઉન્નત્તિ જ્યારે ત્યારે વિદ્વાન વીરોના હાથેજ થવાની છે ને વિદ્વાન વીરો કેળવાયેલ માતાના સસ્કારો પામ્યા વીના પાકવા અસભવીત છે

૨૨૪–મોહી કેતા પૃથ્વીમા રત્નો ઘણા છે, કેમકે "બહુ રત્ના વસુંધરા" એ નીતી વાક્ય છે

૨૨૫–"મતી એવી ગતિ" એ નીયમના આધારે ભવીષ્યમાં સારી ગતિમા અભિલાશીઓએ પવિત્ર મતિ રાખવી.

૨૨૬–મયણ એટલે કામદેવ શરીર વિનાનો હોવા છતા મોટા મોટા યોદ્ધાઓને પણ પોતાના પ્રપંચી પાસમા સપડાવી લે છે તો તે મીદ્રામા નહિ કાઢતા નવવાડ રૂપ મજબુત બખ્તર પહેરી કામદેવની સાથે વીરતાથી લડવુ.

૨૨૭–મળેલ અવસર ખોયો તો સમજી લેજો કે આપણે એક મહાન ભુલ કરી છે ને તે ભુલ ગમે તેટલો પસ્તાવો કરશુ તોપણ સુધરશે નહિ

૨૨૮–મશ્કરીમા પણ જો કામદેવનો આદર સત્કાર કર્યો તો તે તમારૂ આગળ અપવિત્ર કર્યા વીના રહેશે નહિ માટે તેની મશ્કરીથી પણ દુર રહેવુ

૨૨૯–મળસ્કે વ્હેલા ઉઠવુ ને રાત્રે વ્હેલા સુવુ એમ કરવાથી આરોગ્યતાને પોષણ મળે છે

૨૩૦–મગ્ન એટલે આનંદ ત્યારે માનવો કે જ્યારે આપણાથી પરોપકારના કાર્યો થાય

[ ય ]

૨૩૧–યત્ન એટલે હીંસક યત્ન એ જોખમકારી ક્રીયા હોવાથી અહિંસા ધર્મના રાગીઓ તેમા પ્રવૃત્તિ કરતા નથી.

